નમી લાગે પ્રભુને પાએ—તેનાં કપાય સંકટ. ૩
દેરાની શોભા છે ઘણી, સામા બેઠા શોભે ધણી;
ટળી ચંતા મનતણી—સનમુખ જોતાં.
શનમુખ વાલસેટ ચાર, ઝુમરનો નહીં પાર.
ફરતી હાંડીઓની હાર—પાર નહીં ગણતાં. ૪
સામા તખતા જડયા છે, દુવાર પીતળે મડયાંછે;
ફુલના શણગાર ચડયા છે—શોભા ભારી.
બે બાજુ પર ફુલનો ગોટો, વાળો વજર કછોટો;
માથે હેમનો મુગટ મોટો—સીર છત્ર ધારી. ૫
તોરણ જરીનું છે સાર, બાંધ્યું પ્રભુને દરબાર;
તે ઉપર ગોળાની હાર—જોતા મન અટકે.
ઊપર ઘડીઆળ છે ઠેઠ, જેઠારામ બેસે હેઠ;
સનીવારે ભરાએ પેઠ—ચોકમાં હાર લટકે. ૬
ડંકાનો થાએ ગણકારો, ઘંટનો થાએ રણકારો;
અગાશીમાં તુલસી કયારો—ધજા ઝાડ ઉપરે.
નીત્ય સોભા નવી નવી, થાએ ઇંદ્રાસન જેવી;
જોઇ માન મુકે કવી—શું વખાણ કરે. ૭
મુંબઇ મધ્યે નળબજાર, દુકાનો છે હારો હાર;

ઉતર દીશા બે શાડી છે—શોભા ભારી ૧૨
તેના ચેલા જેઠારામ, મન રાખે ઘણી હામ;
નામ લેતાં થાએ કામ—પ્રભુ છે પ્રશાન.
માટુંગા ગામમાં આજે, રૂપાળું મંદીર છાજે;
મધ્ય રસ્તે બીરાજે—જઇ કરો દરશાન. ૧૩
મંત્ર ભણી માળા જપે, પછે દોરો કરી આપે;
દુખીઆનાં દુખ કાપે—એવો પરતો છે બહું.
ચપટી આપેછે ભભુતી, રોગીને થાએછે શાન્તી;
દુખ દે નહીં પનોતી—જાણો છો સહુ. ૧૪
પુર્વ દીસા શામુ મુખદેખી, થાએ અતી સુખ;
દરશાન કરતાં જાએ દુખ—ઘણું કષ્ટ ભાજે.
દક્ષીણ દીશા બે ઓટલા, થાએ ઉતરમાં રોટલા;
પાણીનાં ભરયાં માટલાં—કુતરા કાજે. ૧૫
પશ્ચીમ દીશામાં છે વાડી માંહે આંબાની બહુ ઝાડી
તેની શોભા લાગે રૂડી—બીજાં ઝાડ અનેક.
સીતાફળી ને દાડમ કેળ, નારંગીને જામ;
હાફુસ પાઅરીનાં આંમ—વખાણું કરી વીવેક. ૧૬
રાએણ જાંબુને સોપારી, મીઠાં લીબુની બલીહારી;

આશોપાલવની શોભા શારી—લોમડો જાએ લહેરે.
રાંમફળ ને કરમદાં, ઘણાં ફણસને ગુંદા;
ચો ફેર ફુલનાં કુંડા—મેલ્યાં હાર દોરે. ૧૭
ચંપો ચંમેલી કેતકી, ગુલાબની શોભા અતી;
બટ મોગરો ને માલતી—કેવડો બેહેકે.
હજારોને ગુલછડી, એવી રીતે સોભે વાડી;
ફરતી વેલાની બહુ ઝાડી—તેમાં ફુલ લટકે. ૧૮
નીત્યે સદાવરત આપે, શાધુનાં સંકટ કાપે;
આટો દાળ એક માપે—આપે રાજી થઇને.
આવે મોટા માહા મુની જગ્યા પડે નહીં સુની
થાએ વેદની બહુ ધુંની—જાએ શીધુ લઇને. ૫ ૧૯
પ્રભુનો મહીમા છે મોહોટો, ફરે ધર્મનો શોટો;
દાણાંનો પડે નહીં ટોટો—ભંડાર ભરપુર.
ધણી જાતનો દાણો કાહાવે, લોકો માનતા કરી લાવે;
દાણાં બંદરથી આવે—ભક્ત મોટા માહાસુર. ૨૦
ધન્ય બજરંગબળી, તોડ દુશમનની નળી;
શેવકને ચંતા ટળી—પાપ જાએ પળી.
ધન્ય બજરંગ બંકટ, તોડ સેવકનું શંકટ;

પાપ જાએ નીકટ—વ્યાપે ન કળી. ૨૧
મંગળવારે થોકાથોક, શનીવારે ટળે શોક;
સાંજે આવે લાલ લોક—ગાડીઓ લઇને.
આવીને પૈસા ખખડાવે, તેલ લઇને ચડાવે;
પ્રભુને લાડ લડાવે—દેરામાં જઇને. ૨૨
પુજા પ્રભુની જે કરે, ધુપ દીપ નૈવેદ ધરે;
તેનાં પાપ પરહરે—દરશાન કરતાં.
દરશાન કરતાં પાપ નાસે, તેનાં દુખ પળાશે;
અંતે વૈકુંઠ જાશે—એનાંગુણ ગાતાં. ૨૩
સનીવારે સોભા થાએ, સેવક દરશાન કરવા જાએ;
રાતે મેળા ભરાએ—બહુ થાએ ભજંન.
ભજંન કરે ભગત શુરા, વાગે ચંગડીઓ તંબુરા;
ગુણ ગાવા શુરાપુરા—બેસે રાતને દીન. ૨૪
આવે દેશ દેશાનાંજંન, નીરમળ હોએ જેનું મન;
તેને અલબેલો પ્રસન—સમર્થ ધણી.
સૌ સાલવી સુતાર, આખી મારવાડી બજાર;
દેસે દેશાના સોનાર—બીજી જાત ઘણી. ૨૫
ઘણા લુવાંણા ભાટીઆ, મોટા માતબર શેઠીઆ;

પોરબંદરી ને સોરઠીઆ—હાલાઇ ઘણા.
મુલતાનીને મલબારી, કછ દેશનાં વેપારી;
રાજગોરનો ઠાઠ ભારી—ગુજરાતિ શાણા. ૨૬
દેરાંની શોભાનો નહીં પાર, દરશન કરે નરનાર;
રૂપ દીસે ભયંકાર—મનડું રાચે.
કેટલા ભગત ધરે ધીઆન, વંઝા માગે સંતાન;
ગુનેગાર પકડે કાન—થૈ થૈ નાચે. ૨૭
એ રીતે સોભા છે સાર, તેમાં ફેર નહીં લગાર;
નજરે જોઇ કરયો વીસ્તાર—કાળી ચઉદસને દીન.
સંવત ઓગણીસે એકતાળી, આસો માસેછે દીવાળી;
ગુરૂવારે રાત કાળી—પ્રભુ થઆ પ્રસન. ૨૮
ગુણ ગાએ ગોકળદાસ, રાખો ચરણની પાસ;
હું તો જન્મો જન્મનો દાસ—પાએ લાગું.
રેવાસી ખંભાત સેહેર, સૌ પર થાએ લીલા લેહેર;
પારણાં બંધાય ઘેર ઘેર—એટલું માગું. ૨૯



# આરતી.

જય દેવ જય દેવ, જય બજરંગ બાલા;
પ્રભુ શ્રી બજરંગ બાલા— ટેક
વાયુ કેરા પુત શ્રી રામ તણા છો દુત,
અંજની કો લાલા જય દેવ જય દેવ.
તેલ ચડે સીંદુર, આકડાની માળા; પ્રભુ—
અડદ ચડે આનંદે, કંઠે કરણ માળા; જય.
આજ્ઞા રામ તણી થઇ, તમને અલબેલા; પ્રભુ—
સીતાની સોધ લાવા, લંકા જઇ વેહેલા; જય.
વચન સુણીને વેગે, ગઢ લંકા ચાલ્યા; પ્રભુ—
તત્પર થયા તેણી વાર, જેને રામ ઘણા વહાલા; જય.
દીસે લોચન રાતાં, પ્રભુ હોકારો કરયો; પ્રભુ—
ગડગડયાં ચઉદ બ્રહ્માંડ, ધ્રુજે તવ દરીઓ; જય.
ગીરી ઉપર ચડી કુદયા, બળ અંગે ધરયો; પ્રભુ—
ગીરી પાતાળે ચાંપ્યો, પાર મેલ્યો દરીઓ; જય.
આવી મળ્યા શ્રી માતને, દુઃખ નાંખ્યાં કાપી પ્રભુ—
પ્રથમ કરી પ્રણામ, મુદ્રીકા આપી; જય.

પ્રસન થયાં તવ માતા, દયા દીલમાં વ્યાપી; પ્રભુ—
વજર હજો તુજ દેહ, અવીચળ પદ આપી; જય.
વાડી ઉખેડી વેગે, લંકા પુર બાળ્યું; પ્રભુ—
આવી મળ્યા શ્રી રામને, વચન પ્રભુનું પાળ્યું; જય.
સમુદર સેતુ બાંધી, સૈન્ય સરવે ચાલી; પ્રભુ—
રામ લક્ષમણ લઇ સ્કંધે, વીભીક્ષણ કર ઝાલી; જય.
સુવેલુ પરવત પર, આવ્યા યુદ્ધ કરવા; પ્રભુ—
લક્ષમણજીને માટે દ્રોણાચળ લાવ્યા; જય.
અંત્રીક્ષથી ઉતરીઆ, પાતાળે પેઠા; પ્રભુ—
અહી મહી રાવણ મારી, દવી થઇ બેઠા; જય.
હઠીલા હનમાન, હરીહરને વાલા; પ્રભુ—
ભગત કહે કરજોડી, અસુર સંહારયા; જય.
એ હનમાનની આરતી જે કોઇ ગાશે; પ્રભુ—
ભણે જેઠારાંમ જોશી, કઇલાસે જાસે; જય.



# સ્તુતી.

નાથ કૈસે ગજકો, બંધ છોડાયો.—એ રાગ

આજ મેરે પ્રભુજીકે દરશાન આ યો,
દરશાન કરકે મહાસુખ પાયો. આજ મેરે—ટેક
માટુંગા મધ્યે મહાવીર બીરાજે,
પવન પુત્ર અંજની જાયો.
મોટું મંદીર રૂપાળું છાજે,
જશ ઘણો જગમાં ગવાયો. આજ મેરે—૧
પુરવદીસા સામો દરવાજો,
ફરતો ચોક બનાવ્યો.
મૃધ્ય ભાગે અલબેલો બીરાજે,
વાંહાં જાકે તેલ ચડાયો. આજ મેરે—૨
દરંશાન કરકે ધ્યાનમાં બેઠો,
એક ચીત મંન લગાયો.
સ્મરણ જયારે ભયો સંપુર્ણ,
માહા પ્રસાદ મેં પાયો. આજ મેરે—૩
શાંવત ૧૯૪૨ વરષે,

કારતક માસ કહેવાઓ.
શુદ ૧ ને વાર સનેઉ,
દરશાન કરી ગુણ ગાયો. આજ મેરે—૪
હાથ જોડકે અરજ કરતા હું,
અંતર ભાવ ભરાયો.
કહે ગોકળ સુણો મેરે સાહેબ,
સમરી સમરી ગુણ ગાયો. આજ મેરે—૫

---

## રાગ પદ.

ચીત લાગ્યું મહાવીર તોરે ચરણનસે,
ચરણનસે જીવ ચરણનસે. ચીત—૧
શનીવારે શેવક આવે,
પ્રભુ તોરે પાએ પરનનસે. ચીત—૨
ઇછા વાંછીત દરશાન કરકે,
મગન ભઓ હમ મંનનશે. ચીત—૩

એક પલક તોરો નામ રટેતો,
ભય ટળે જન્મ મરણનસે. ચીત--૪
મંન વાંછીત ફળ દેતે પ્રભુજી,
શેવક જાચે જે શરણનશે. ચીત—૫
આશ કરી દાસ શરણ આયો,
ગોકળદાસ પાયે પરનનસે. ચીત—૬

## દુહો.

સ્તુતી માહા વીરની, વાંચો કરીને મંન;
ભાવ ધરી જે સાંભળે, અલબેલો પરસન.
સાત વારમાં એક છે, શનીવાર જે દીન;
પાઠ કરે જો પ્રીતથી, નીરધંન પામે ધંન.
નીયમ ધરી સજ્જન સહુ ભાવે કરો દરસન;
માટુંગા એ ગામ છે, મુબઇથી ગાઉ ત્રન.
અલબેલો બીરાજે છે, સદા મંન મગન;
સાચે દીલથી સેવતાં, પામે પુત્ર રતન.
સંત સાધુને હું નમું, સજ્જન લાગું પાયે;
અલબેલાને આશરે, ગોકળદાસ ગુણ ગાયે.

**સમાપ્ત.**

# સુચના.

મહાવીરનાં સર્વ ભક્તોને ખબર આપીએ છીએ જે આ એ ચોપડીઓ શ્રી માટુંગાના હનમાનના મંદીરમાંથી તથા મુબઇ મધે કાલકાદેવીના મોટા રસ્તા ઉપર તેલ વાડીમાં અમારા રેહવાના ગેરમાંથી મળશે તથા માંડવી બંદર ઉપરે મુડી બજારમાં શા૦ દામજીભાઇ મેગજીની વખાર ઉપરથી મળશે.

**તાજે કલમ**— શોખીન સજજનોને વાંચવા લાએક રાજકુવર ચંદ્રસેન તથા વેણી પદમણીની ઘણી મનરંજન રસીક વારતાની ચોપડી થોડા દીવસમાં છપાઇ બહાર પડશે, જેની ખુબી અંતરે લખવા કરતાં એક વાર વાંચવાથી માલમ પડશે.

**કિંમત રૂ. ૦।**

અગાઉથી જે શાહેબો પોતાના નામ લખીને ઉપર લખેલા ઠેકાણે તથા ખારા કુવા ચોકસી બજારમાં ધી પારસી પ્રીન્ટીંગ પ્રેસમાં લખી મોકલશે તેઓ પાસે ત્રણ આના લીધામાં આવશે.

